પરમાર્થ નાનાભાઇને ગરીબોની દાઝ હતી અને કોમના ભલા માટે તેમને સાચી લાગણી હતી આથી ગરીબોના ભલાની અનેક પરોપકારી યોજના તૈયાર કરી તેઓએ વારંવાર તે પ્રગટ કરાની હતી, અને તે ઉપરાંત તેમની રચેલી બીજી યોજનાઓ તો એમની એમ રહી ગઇ છે દુકાળ વેળા ગામ ઢોરોનો મરો થાય છે તેમને બચાવી લેવાની જે યોજના નાનાભાઇએ આગળ એકવાર તૈયાર કરી હતી, તેને મળતાજ ધોરણે કામ લઇ લૉર્ડ નૉર્થકોટની સરકારે ઢોરોને બચાવી જતન લેવાનુ એક ખાતુ અમદાવાદ બાજુએ ઉઘાડયુ હતુ "પારસી ગરીબાઇ'નો પોકાર સદા સભળાતો ગયો છે, અને તે રાગનાને નાનાભાઇને સાચી ઉનટ હતી અને તેથી તેઓએ એ બાબે પણ એક નાની જેવી યોજના તૈયાર કરી હતી લાચારોને મદદ આપવા અપાવવાને નાનાભાઇ સદા તૈયાર હતા પણ તેઓ કાઇને અથાસી કે હરામખોર થતુ જોવાને રાજી ન હતા વિધવાઓને મોટા પગાર મળે એ તેમને પસદ ન હતુ અને જે કોઇ પોતાની શક્તિ પ્રમાણે મામ કરે તેનેજ તેઓ મદદને લાયકનુ લેખતા લગભગ ૩૫ વર્ષપર તેઓએ સ્રીઓ માટેની ઉદ્યોગશાળાની યોજના રચી હતી, જે તા૦ ૧૦ મી ફેબ્રુઆરી ૧૮૭૧ ના "મુબઇ સમાચાર'ના અકમા પ્રગટ પણ થઇ હતી અને જો તે યોજનાપર આજે પણ ધ્યાન આપવામા આવે તો સાથા મુફલેસોને તે ગુજરાનનુ સારુ સાધન થઇ પડે અને નાના નાના પગારો બચાવવાને તથા મદદો માગવાને મુફલેસોને ઘેરેઘરે રખડવુ ન પડે અને તેઓ આપમહેનત અને ઉદ્યોગથી મેળવેલી સારી રસતની રોટલી ખાતા થાય.

## ઇંગ્રેજી–ગુજરાતી શબ્દ કોષ—એક સ્મરણ સ્થભ.

કોષનો પ્રથમ વિચાર. નાનાભાઇએ રચેલો મોટો ઇગ્રેજી–ગુજરાતી શબ્દ કોષ તેમની યાદગારી, એક સ્મરણ સ્થભ તરીકે લાબો વખત જળવાશે અને દાયકાઓ સુધી એ પુસ્તકને લીધે વિદ્વાનમડળોમા તેમનુ નામ માન પામતુ રહેશે જેમ પહેલુ છાપખાનુ અને પહેલુ વર્તમાનપત્ર કાઢનાર પારસીઓ હતા, તેમ પહેલો શબ્દ કોષ કાઢવાનુ માન પણ નાનાભાઇની જહેમતથી

પારસીઓને ફાળેજ આવ્યુ છે કેવુ અજબ! કે વર્ષ પચાશપર ગૂજરાતી સાહિત્યમા એ ભાષાનો શબ્દ કોષ ન હતો! એક વેળા ઇગ્રેજી સાહિત્યની હાલત પણ એવીજ હતી અને કવિ ગોલ્ડસ્મિથની સુચનાથી ડૉકટર જોન્સને એ મહાન કામ હાથ ધર્યું, ત્યા સુધી ઈંગ્રેજી સાહિત્યમા પણ શબ્દ કોષ જેવુ કાઇ ન હતુ અને જે કામ ડૉકટર જોન્સને ઇગ્રેજી ભાષાના સબધમા બજાવ્યુ, તેને મળતુ કામ નાના ભાઈએ ગૂજરાતી સાહિત્ય પ્રત્યે બજાવી આપ્યુ છે

આરભ

આ ગ્રથનો પ્રારભ નાનાભાઈએ સજોગ માત્રથી કર્યો હતો ૧૮૫૧ ના સાલમા એક દિવસે સાજે તેઓ કોટમાથી ધોબીતળાવ તરફ જતા હતા એ વેળા તેમને એક મુસનમાન ફેરિયો મળ્યો જેના હાથમા એક જુનુ મોટુ પુસ્તક હતુ નાનાભાઈએ તે લઇ તપાસ્યુ અને તે ખરીદવાની મર્જી જણાવી આ પુસ્તક મોલ્સવર્થ અને કેન્ડીનો ૧૮૪૭ મા બનાવેલો મોટો ઈગ્રેજી મરાઠી શબ્દ કોષ હતો ફેરિયાએ તેના ત્રણ રૂપિયા માગ્યા નાનાભાઈ પાસ એ વેળા એટની રકમ પણ ન હતી! તેઓએ એક હુકાળો જુનો દગલો ખરીદવાને માટે જોઇયેછે એ બાહણે એટના રૂપિયા પોતાના મામા પાસેથી ઉછીના લીધા અને પેલા ઇગ્રેજી–મરાઠી શબ્દ કોષની ખરીદી કીધી રાતદિવસ તેઓએ તે પુસ્તક તપાસવા માડયુ અને આખરે ગૂજરાતી ભાષાના સબધમા એક એવુજ પુસ્તક બનાવવાની ઉમેદ તેમના મનમા પેદા થઈ

આ કામ કેવુ માહભારત અવરૂ અને ખર્ચાનુ હશે તેનો ખિયાલ એ વેળા તેમને ન હતો એવુ કોઇ પી પુસ્તક તે વખ્ત પહેલા ગૂજરાતી ભાષામા પ્રગટ થયુ ન હતુ અને તેથી તેમની મુશ્કેલી કેવી બેવડી ત્રેવડી થશે તેનો વિચાર તેમને આવ્યો ન હતો ૧૮૪૦ મા મેહેરવાનજી હોરમજજી મેહેતા અને નવરોજજી રૂસ્તમજી નામના પારસીઓએ ગૂજરાતી ભાષાનુ એક વ્યાકરણ પ્રગટ કીધુ હતુ અને તેને છેડે ઈંગ્રેજી–ગૂજરાતી શબ્દોનો ન્હાનો જેવો સગ્રહ આપ્યો હતો એ સિવાય એ જાતની કાઇભી વધુ કોશેશ કરવામા અવી ન હતી અને તેથી નાનાભાઇને એક તદન નવુ કામ આરભીને અમનમા લાવવાનુ હતુ કોઇ શુભ ચોગડિયે નાનાભાઇએ પોતાના શબ્દ કોષને લગતા કામની શુરૂઆત કીધી અને વર્ષો સુધીની અભ્યાસભરી

લાગત અને ખતખતી મહેનત પછી તેઓએ ઇંગ્રેજી અક્ષરો 'A' અને 'B પરથી આવતા શબ્દોનો કોષ તમામ કીધો. આ કામ કેવુ મોટુ છે તે હવે નાનાભાઇને માલુમ પડવા લાગ્યુ ત્રણ ચાર વર્ષ મહેનત કરતા તેઓએ બે અક્ષરોપરના શબ્દોનો કોષ બનાવ્યો કે જેટલા વખતમા તેઓ આખુ પુસ્તક તૈયાર કરવા ધારતા હતા! સઘળા અક્ષરોનો કોષ તૈયાર થાય, તેને વર્ષો નિકળી જાય, એવુ જોઇને નાનાભાઇએ પોતાના પુસ્તકના જુદા જુદા ભાગો પ્રગટ કરવાનુ ઠરાવ્યુ એ બે ભાગ તૈયાર થાય એટલી બાબત તેમના પાસ હતી પણ તે સબધી આ વેળા એક નવી મુશ્કેલી આવી ઉભી

મુશ્કેલીઓ. તેમની પાસ પૈસાની સગવડ ન હતી લક્ષ્મી દાઇ વિદ્વાનો તરફ સદા કરડી નજરથી જુએછે અને તે મુજબ તેઓ નાનાભાઇપર પણ પ્રસન્ન થયના ન હતા આથી નાનાભાઇને બીજાઓની મદદ મેળવવાનો વિચાર ચલાવવો પડયો એ માટે તેઓએ પોતાના મિત્ર અરદેશર મૂસની સલાહ લીધી અરદેશરે પહેના તેમનો શબ્દ કોષ બનાવવાનો વિચાર હસી કાઢ્યો અને માત્ર બીજુ તેમને લાયકનુ કામ હાથ ધરવાની સૂચના નાનાભાઇને કીધી નાનાભાઈ પાછા ફર્યા પણ તેઓ હીમત હાર્યા ન હતા તેઓ પોતાના લખાણપર મુસ્તાક હતા અને તેથી થોડા દિવસનો ગાળો પસાર થવા દઇ A અક્ષરપરના શબ્દોના કોષને લગતુ પોતાનુ તૈયાર લખાણ લઇ તેઓ પાછા અરદેશર આગળ ગયા આ વેળા જાહાગીર વાચ્છા પણ ત્યા હતા. બન્નેએ નાનાભાઇને સમજાવ્યુ કે આ કામ સાધારણ લેખકનુ નહિ પણ સાક્ષર વિદ્વાનોનુ છે, માટે તે પરથી નાનાભાઇએ હાથ ઉઠાવવો નાનાભાઇએ માત્ર એટલીજ માગણી કીધી કે તેમનુ તૈયાર લખાણ તેઓએ વાચવુ અને પછીજ તેમનો અભિપ્રાય આપવો જાહાગીર વાચ્છાને નાનાભાઇની આ માગણી વાજબી લાગી અને તેમનુ લખાણ પોતાની પાસે તપાસવાને રાખ્યુ થોડા દિવસ પછી જાહાગીરે તે અરદેશર મૂસને સારી ભલામણ સાથ વાચવા આપ્યુ અને અરદેશરની કરડી પરીક્ષામાંથી તે પસાર થવા પામ્યુ અને તેઓએ તે પ્રગટ કરવા માટે ડોસાભાઇ ફરામજી કરા કાની મદદ લેવાને નાનાભાઇને ભલામણ કીધી

ડોસાભાઇ કરાકાએ પણ પહેલા તો નાનાભાઇને આ મોટુ કામ છોડી દેવાને સમજાવ્યા પણ જ્યારે તેઓએ જાણ્યુ કે નાનાભાઇનુ લખાણ અરદેશર મૂસ અને જાહાગીર વાચ્છા જેવા જાણીતા ઉસ્તાદોને પસંદ પડયુછે, ત્યારે તેઓએ તેમને મદદ કરવાને ગ્રુયુ અને પોતાના મિત્ર શેઠ સોહરાબજી જમશેદજી જીજીભાઇને એ કામમા નાનાભાઇને મદદ કરવાની ભલામણ કીધી પહેલા બૅરોનેટના આ નાના દીકરા એક વિદ્યાભ્યાસી હતા અને સાહિત્યના પોતે શોખીન હોવા ઉપરાત એક લેખક હોવાથી તેઓએ નાનાભાઇના કામ તરફ કુદરતી દિલસોજી દેખાડી અને શબ્દ કોશનો એકસો પાનાનો પહેલો ભાગ છાપવાને જે ખર્ચ થાય તેનો અર્ધો ભાગ આપવાનુ તેઓએ કબુલ્યુ

કોષનો પહેલો ભાગ

નાણાની જોગવાઇ થતા નાનાભાઇએ છાપવાનુ કામ શુરૂ કરાવ્યુ એ વેળા તેમનુ પોતાનુ છાપાખાનુ હસ્તીમા આવેલુ ન હતુ અને તેથી એ પહેલો ભાગ "અમેરિકન મિશન પ્રેસ મા છાપવામા આવ્યો હતો છાપાખાનાવાળાઓ સાથ એવી ગોઠવણ હતી કે શેઠ સોહરાબજીની મદદની રકમ તેઓએ પાધરી રાખવી અને ચોપડીઓ પણ તેમના કબ્જામા રાખી તેમનો આકડો વેચાણની રકમમાથી પુરો વસુલ થઇ રહે ત્યારે બાકીની નકલો નાનાભાઇને સ્વાધીન કરવી છાપાખાનામા આ શબ્દ કોષનુ લખાણ આપવા પહેલા નાનાભાઇએ તે કોઇ વિદ્વાન પાસ તપાસાવાની જરૂર ધારી અને તેઓએ કુદરતી રીતે તે માટે અરદેશર મૂસની મદદ માગી અને એ કામમા તેમના મદદગાર થવાની વિનતી તેમને કીધી અરદેશરે લખાણમા ઘટતા સુધારા વધારા સુચવ્યા હતા અને પ્રૂફો વિગેરે વાચવામા નાનાભાઇને મદદ કીધી હતી તેથી શબ્દ કોષના સુધારનાર તરીકે અને પાછળથી તેના જોડિયા લખનાર તરીકે પુસ્તક સાથ તેમનુ નામ જોડવામા આવ્યુ, જોકે તે પ્રગટ કરવાની નાણા સબધી સઘળી જોખમદારી પહેલેથી છેલ્લે સુધી નાનાભાઇનેજ માથે હતી.

આખરે તા૦ ૧ લી આગસ્ટ ૧૮૫૭ ને દિવસે રાણીના-મૂસના ઇગ્રેજી શબ્દ કોષનો પહેલો ભાગ પ્રગટ થવા પામ્યો અને પ્રગટ થવા સાથેજ ઇગ્રેજી તેમજ દેશી વર્તમાન પત્રો તરફથી તેને એવો

આવકાર મળ્યો કે કોઈપણ ગ્રંથગરનુ હિત તેથી હરખાયા વગર રહે નહીં સઘળા લખનારાઓએ એકમતે અને એક અવાજે તેની લાયકાત સ્વીકારી હતી. પહેલા ભાગની કીમત રૂ ૩ રાખી હતી છતા નાના-ભાઈને તેમાથી નાણા સબંધી કંઈ લાભ થયો ન હશે, કારણ તા૦ ૧૫ મી અક્ટોબર ૧૮૫૮ ને દિવસે નીચલી મદદનજર તેઓ તરફથી એ બાબે બહાર પડેલી જોવામા આવે છે.

## ઇંગ્રેજી તથા ગુજરાતી ડીક્શનરીની મદદનજર.

આ ડીક્શનરીનુ કામ ચલાવવા પેહેલા પુરતો આશરો નહી મળેઓ હતો તેથી એ કામ બંધ પાડવાની ફરજ થઈ પડી હતી, પણ હાલ એક સખી દીલના પારસી ગરહસ્થે નાણાની એક મોહોટી રકમ અમારા સવાધીનમા મદદ તરીકે આપી, એ કામ પાછુ ચાલુ કરાવીઉ છે

અમોએ ઇસવી સન ૧૮૫૭ ના આગસ્ટ મહીનામા ઇંગ્રેજી ગુજરાતી ડીક્શનરી બનાવવા વીશે એક મદદનજર બાહેર પાડી હતી અને તેમા જણાવેઆ પરમાણે અમોએ તેનો પેહેલો ભાગ ગએઆ વરસમા છપાવી બાહેર પાડેઓ હતો. એ બાહેર પાડેલા ભાગ વીશે અમને પાછળથી કેટલીક સુચના થઈ છે, અને "ડાયરેક્ટર આવ પબ્લીક ઇનસટરક્શન" મી૦ હાવર્ડે પણ અમને લખી જણાવીઉ છે કે "હવે પછીના તમામ ભાગો ની ને તેમા શબદોની સખીઆ ઘણી ઓછી કરવી × × × × "હુ કબુલ કરૂછુ કે એવા શબદો મારા પોતાના વાચવામા આવેઆ નથી, અથવા વાતચીતમા કધી સુધી સાભલેઆ નથી. હુ ધારૂછુ કે એ શબદો ઘણુ કરીને અમેરીકન લઢણના છે." તે સાથે કેલવણી ખાતાના સરકારી "ટ્રાનસલેટર" ઠાકર ગવરીસંકરની તરફથી પણ એવુ સાભલવામા આવીઉ છે કે એ પેહેલા ભાગમા અનીવાજી શબદો જોવામા આવે છે, જે ચાલુ ઇંગ્રેજીમા મુદલ વપરાતા નથી, માટે તેવા શબદો હવે પછેના ભાગોમા દાખલ થવા જોઇતા નથી, એ સુચના પરમાણે કામ ચલાવવા અમોએ કાઢાડવા ધારેલી આખી ડીક્શનરી ૧૦ ભાગને બદલે ૬) ભાગમાં પુરી થઈ શકશે, અને તેની કીમત રૂ ૩૦) થતી હતી તે હવે રૂ ૧૮) થશે, અને એ કામ ૧૮૬૧ ના ઇસવી સાલની આખેરીએ પુરૂં થઇ શકશે એવી ઊમેદ છે સઘળા મલી એ કોશમા ૩૦ થી તે ૩૫ હજાર ઇંગ્રેજી શબદોનો સંગરહ થશે, અને તેમા

મેજર કાનડી–ડા૦ ફારબસ, ગીલકરીસટ–અને શેકસપીઅર એઓના બનાવેલા કોશમાં આવેલા સઘલા શબ્દો દાખેલ કરવામાં આવશે.

પેહેલો ભાગ જે બાહેર પડેઓ છે, તેજ પરમાણે ૧૦૦ સફાના, તેવાંજ સારાં ઉંચાં કાગલ ઉપર તથા તેવીજ સારી છપાઇ સાથે બીજા ૫) ભાગો બાહેર પાડશું. અને ખરીદદારો પાસેથી રૂ ૩) ને ઠેકાંણે રૂ ૨ાા દરએક ભાગના લઈશું. જેઓની મરજી એ ભાગો લેવાની હોએ તેઓએ ફરાંમજી કાવસજી તલાવ આગલ નેટીવ જનરલ લાઈબ્રેરી એડલ "ધી બોમ્બે યુનિયન પ્રેસ" માં ખબર આપવી.

અમારાં આગલાં ધરાકોમાંથી જો કોઇ સાહેબોને ધરાક દાખલ નહી રહેવું હોએ તો તેઓએ મેહેરબાંની કરીને આજની તારીખથી એક માસની મુદતમાં અમને ખબર આપવી, કે તેઓના નામ ધરાકની ટીપમાંથી કાહાડી નાખેઆમાં આવે

મુબાઇ તા૦ ૧૫ મી અકટોબર ૧૮૫૮.

લા૦ સેવક
ન્હાનાભાઈ રૂસતમજી રાણીના.

ત્યાર પછી સને ૧૮૬૦ માં એ કોષનો બીજો ભાગ બહાર પડયો જેમાં "ખબર" એવાં મથાળા નીચે લંબાણ ફરિયાદ છે તે બધાંનો સાર તેમનાજ બોલીમાં એ કે એ પુરતકને કોઇપણ રીતનો મનમાનતો આશરો ન મળી આવ્યાથી મોટો તોટો ખમવો પડયો હતો, અને વધારે તોટો ખમવાની ગુંજાસ નહીં હોવાથી એ ડીક્ષનરીનું કામ બંધ પાડવાની ફરજ થઇ પડી હતી. એ પછી ઉમેરવામાં આવ્યું છે કે "પણ હાલ શેઠ ખુરશેદજી નુસરવાનજી કામાજીએ એ કામની અતી ઘણી અગત જાણી એ પુસ્તક પુરૂં કરવાને પોતા તરફથી નાણાંની મોટી રકમ રોકી એ કામ પાછું શરૂ કરાવ્યું છે તથા એ પુસ્તકના ભાવમાં કેટલોક ઘટાડો પણ કરાવ્યો છે, તેથી હવે આશા છે કે વગર અડચણે આ પુસ્તકના હવે પછીના ભાગો ખુદાતાલાની મેહેરબાનીથી છપાવી પ્રગટ કરવાને કશી અડચણ રેહેશે નહી."

વધુ ભાગો.

આ પછીના બે ત્રણ ભાગો ટુંક ટુંક મુદતમા બહાર પડેલા જણાય છે પણ તે પછી વળી અગિયાર વરસનો ગાળો પડેલો માલમ પડે છે એટલી લાંબી મુદતે બહાર પડેલા ભાગના પુઠા ઉપર ‘સુચના ના મથાળા હેઠળ એ લાંબી ઢીલનુ લખાણથી કારણ આપવામા આવ્યુ છે ટુંકમા આગળા ભાગોને “પુરતો આસરો મળી ન આવવા’ ના પુરાણા રોદા પાછા ચાલુ થયા છે અને ઉમેરવામા આવ્યુ છે કે પણ ધારવેલી મદદ કદાચ એકવાર બનાવનારાઓને નહી મળી તોપણ પુરાતનાની મદદથી તેઓ એવી ઉમેદ રાખે છે કે મોડે વેહલે તેમને મળતી કુમકે, નાણા સબધી લાભની કઈ પણ આશા રાખ્યા વગર, ફક્ત તેઓએ પોતાના શોખથી જે કામ માથે લીધુ છે તે કામ, સરજામ ઉતારવાને પોતાથી બનતી કોશેશ કરશે’

એજ ભાગને છેડે તે વેળાના કેળવણી ખાતાના વડા મી० જે બી પીલની સહીનો એક પત્ર સતામરો છપેલમા છાપેલો છે તે ઉપરથી જણાય છે કે સરકારની મદદ માગવામા આવી હશે અને આખા પુસ્તકની એક હજાર નકલો ખરીદવાની નરમ ઘી જેવી માગણી કરવામા આવી હશે તેના જવાબમા મી० પીલનો નીચલો પત્ર આવ્યો છે એઓ લખે છે કે ‘ My conclusion is that from the circumstances under which Educational books are now patronized or produced it would be quite impossible for me to undertake so costly an enterprize as the purchase of 1000 copies of a work estimated to cost Rupees 25 per copy I regret this conclusion, as I fear that it will be felt as a discouragement after the long and disinterested labour which you have expended on this work ”

એ રીતની નિરાશા અને હા ખારી વચ્ચે અરદેશર અને નાનાભાઈએ પોતાની મેહેનત ઉમેદભેર ચાલુ રાખી હતી અને લાંબી ટુકી મુદતને ગાળે સો સો પાનાનો એ કોષનો એકેક એકેક ભાગ બહાર પડતો રહ્યા હતો. એકવાર બહાર પડેલા એક ભાગની ટુકતેચીની કરતા અત્રેના જાણીતા “જામે જમશેદ પત્રે એ કામમાં જે લાંબી ઢીલ થતી રહી છે તે વિષે ફરિયાદના બે સુખન લખ્યા હશે, તેથી પોતાના સ્વભાવ

પ્રમાણે પ્છણી પડી બીજે દહાડેના એ પત્રના અકમા નાનાભાઈએ કેટલીક ખુનાસો છપાવ્યો છે જેમા તેઓ લખે છે કે "એ ડીક્ષનરીનુ ક્રમ સપુરણુ કરતા આજવેર જે અનેક મુશ્કેલીઓ મને પમાર કરવી પડી છે તેનો જરાપણુ ખયાલ બહારવાળાઓને તો આવી શકવાનો નથી આવા માથાકુટીયા અને કટાળો ઉપજાવનારા કામોમા કુદરતી જે હરકતો નડતી રહે છે તેમા નાણા સબધી અગવડથી બમણો વધારો થઈ પડે છે અગર જો મારૂ પોતાનુ છાપાખાનુ ન હતે, તો અત્યાર સુધી પણ એ કામને જે હુ નીભાવી રાખી શકયોછુ, તેટલુ પણ મારાથી બની શકતે નહી ને અરધે રસ્તે એ કામ સદતર બધ પાડી બેસવુ પડતે સારા ભાગ્યે નાનાભાઈની જીદગીની છેલ્લી ઘડી સુધી તેમના "પોતાના છાપખાનાએ" તેમને સારો જવાબ આપ્યો અને એ કામ સદતર બધ પાડવાનો વિચાર તેમને કદી કરવો પડયો નહિ

કોષનુ લખાણુ ઘણુખરૂ સઘળુ નાનાભાઈ કરતા હતા અને અરદેશર તેમા સુધારા વધારાનુ કામ કરતા હતા અને શાસ્ત્ર અને ધમ સબધી શબ્દોનો ખુલાસો લખતા હતા, તેમજ કેટલોક ભાગ તેઓ નવેસરથી લખી કાઢવાની તસદી લેતા હતા વળી કેટલીકવાર ચોકસ શબ્દો માટે અરદેશર અને નાના ભાઇ બેસી ઘણી તકરાર ચલાવીને લખાણુ કરતા અને તે માટે દાયકાઓની વાત ઉપર કોનામા તરફ તેઓએ થોડાક માસ એક જુદો ઓરડો પણુ ભાડે રાખ્યો હતો આ વેળા કેટલાક પારસીઓ ખ્રિસ્તી ધર્મમા વતળના હતા તેથી નાનાભાઇ અને અરદેશરની પણુ એવી ખાટી મીઠી નજર છે અને તે માટે તેઓ કોના બાના ઘરના ઓરડામા ભરાઈ બેસેછે એમ માની કેટલાકો તેમને માટે શકાશીલ થવા લાગ્યા હતા અને એક વેળા તો કેટલાક ઝનુની પારસીઓએ તેમના હાડકા ભાગવાની પણુ ગોઠવણુ કીધી હતી પણુ એક નોકરની વેળાસરની ચેતવણીથી તેઓ બને બચી ગયા અને એક રાત્રે માત્ર તેમના સામાનની ખબર લઇને ઝનુની પારસીઓએ તે ભાગી ભૂકો બનાવ્યો હતો આ શબ્દકોષ લખતા નાનાભાઈ અને અરદેશરને વારવાર વાધા પડયા હતા, પણુ તે લખાણુ સબધી બે વિદ્વાનો વચ્ચેના હતા અને તેનુ શેવટ તેઓ સદા મતફેર દૂર કરીને સતોષકારક રીતે લાવી શકયા હતા.

અરદેશરના દુખદાયક મરણુ પછી આ શબ્દકોષ પુરો કરવાનુ કામ એકેલુ નાનાભાઇને માથે આવી પડયુ હતુ એ પછન તેઓએ જેવો તેવો શ્રમ ખેચ્યો ન હતો એ કામની મહત્વત્તા, અને

મુશ્કેલીનો વિચાર સામાન્ય રીતે બીજાઓને ન આવે, એ સંભવિત છે ગાહના ગોપીચંદ કરી, પોતાના ધંધા અને લાભના બીજા કામોને ભોગે, પોતાની નવરાશનો તમામ વખત નાનાભાઈએ આ કામને વર્ષો સુધી-મરણની માત્ર સાત દિવસ પહેલાં સુધી-અર્પણ કીધો હતો તેઓ પોતાનું કામ ખુબ બારીકાઈથી બજાવતા અને કેટલીક વેળા એકેક શબ્દના બની શકતા સઘળા અર્થો મેળવવા પાછળ અને તેને લગતી નોંધો ગોઠવવામાં તેઓ દિવસો ગાળી કાઢતા, પણ બરાબર પુરાવા વગર કોઈ પણ શકદાર બાબત તેઓ પોતાના કોશમાં આવવા દેતા નહિ અરદેશરના મરણ વેળા શબ્દકોશ અર્ધો ઉપર પ્રગટ થયો હતો અને નાનાભાઈની છેલ્લી મોટી ઉમેદ બાકીના ભાગો પુરા કરવાની હતી પણ કાળનો ભરૂસો નથી, એ તેઓ બરાબર સમજતા અને તેથી છેક ૧૮૮૦ ના સાલથી પોતાના એક પુત્રની આ કામમાં શાગીર્દગીરી લઈ, તેમને ઘટતો અનુભવ આપી રાખ્યો હતો અને પરિણામે બાપનું મહાન કામ પુરૂં કરવાની સૂજત બેટાને ફાળે આવી છે ખરેખર! આ શબ્દકોશ નાનાભાઈની યા એક સ્મરણસ્થંભ તરીકે ઘણા વખત સુધી જાગતી રાખશે

આ પુસ્તક પાછળ નાનાભાઈએ પોતાની જિંદગીનો મોટો ભાગ વાપર્યો હતો અને તનમનથી તેમજ ધન ખર્ચીને તેઓ તે પાછળ મંડયા રહ્યા હતા ઇંગ્રેજી અને ગુજરાતી છાપાએ તેમના કોશના દરેક ભાગની મોટી કદરદાની કીધી હતી, પણ તેમને પૈસા સબંધી કાંઇ લાભ થયો ન હતો ઇંગ્રેજ સરકારે કે દેશી રજવાડામાના કોઇએ તેમને કશો ટેકો આપ્યો ન હતો આવી મુશ્કેલીઓ છતાં નાનાભાઇ પોતાના એ કામથી હાર્યા ન હતા અને પૈસાનો વિચાર કીધા વગર તેઓ તેને શેવટ સુધી સાચા રહ્યા હતા આથી તેમનુ આ કામ સાહિત્ય સેવાનું સાચું કામ લેખાવું જોઇયે

નાનો શબ્દકોશ.

જ્યારે અરદેશર અને નાનાભાઇ આ મોટા કામપર લાગેલા હતા ત્યારે તેમને મિત્રો તથા મોટા શબ્દ કોશના ગ્રાહકો તરફથી એવી સુચના થઈ હતી કે આ મોટું કામ પુરૂં થતા જતા વર્ષો નિકળી જશે માટે સાધારણ વપરાશ થકી નાના કદનો એક શબ્દ સમહ પ્રગટ કરવો. આ સુચના અનુસાર કવિ નર્મદાશંકરની મદદ સાથે અરદેશર અને નાનાભાઇએ

"એ કોમ્પેન્ડિયમ ઓફ ઈંગ્લિશ એન્ડ ગુજરાતી ડિક્શનેરી" એ નામનો એક નાનો ઇંગ્રેજી–ગુજરાતી શબ્દ કોશ ૧૮૬૨ મા પ્રગટ કીધો હતો આ શબ્દકોશ સરકારી કેળવણી ખાતાના તે વેળાના વડા મી૦ ઇ આઇ હાવર્ડને ઘણો પસંદ આવ્યો હતો અને તેણે એવા કેટલી નાના કાળની જરૂર પુરી પડેલી માની હતી તેની પહેલી આવૃત્તિ ખપી જવાથી, મી૦ ઝવેરીલાલ ઉમયાશંકર યાજ્ઞિકની મદદ સાથ બીજી આવૃત્તિ બાહેર પાડવામા આવી હતી, જે પછી તેની વધુ આવૃત્તિ પ્રગટ કરવાની જરૂર જણાઇ હતી.

ગુજરાતી-ઇંગ્રેજી કોશની યોજના

ઇંગ્રેજી–ગુજરાતી શબ્દકોશ પુરો કીધા બાદ નાનાભાઇની એક બીજી મોટી ઉમેદ ગુજરાતી–ઇંગ્રેજી શબ્દકોશ બનાવવાની હતી ૧૮૯૦મા તેઓએ તેનો એક નાનો ભાગ નમુના રૂપે બાહેર પાડી જણાવ્યુ હતુ કે તેમના મોટા કાપનુ કામ પુરૂ થતા તેઓ આ કામ હાથ ધરનાર છે આ દેખાડે છે કે ગમે એવી નિગરાણીઓ અને મુશ્કેલીઓ છતા નાનાભાઇના ખંત અને ઉદ્યોગ શેવટ સુધી જરાએ નરમા પડયા ન હતા

જાતી ગુણ

એક સાદી, ઉપયોગી જિંદગીનો આ ટુંક હેવાલ છે શિક્ષક કે લેખક તરીકે, નાટકો લખનાર કે શબ્દકોષ રચનાર તરીકે, તેમજ એક સાદા પણ ઉપયોગી શહેરી તરીકે નાનાભાઇએ ધાધલ વગરની પણ માનભરી ઉપયોગી જિંદગી ગુજારી હતી અર્ધી સદી સુધી આ શહેરના જાહેર કામકાજોમા તેઓએ આગેવાન ભાગ લીધો હતો પોતાની કોમની સેવા તેઓએ પહેલા બજાવી હતી અને 'મોસાયટીના એક પોરિયા' તથા દાદાભાઈ નવરોજજીના ચેલાને લાયકની સંસાર સુધારાની સાચી લડત તેઓએ અંત સુધી ચલાવી હતી સ્ત્રી કેળવણીના તેઓ સાચા હિમાયતી હતા પારસી કોમમા દાખલ થયેલા વેહેમો દૂર કરવાને પોતાના નાટકોની મદદ વડે તેમજ ભાષણો આપીને તેઓએ ઘણુ કીધુ હતુ કોમની દરિદ્રતા ફિટાડવાને તેઓએ પોતાથી બનતી અનેક યોજનાઓ રચી હતી સાધારણ કેળવણી લીધેલી છતા તેઓ એક બાહોશ હિસાબી ઉતર્યા હતા અને વિદ્વાનોની હરોળમા પોતાને લાવી મુકનારો શ્રમભર્યો આ શબ્દકોષ તેઓએ રચ્યો હતો "ખંત અને ઉદ્યોગ" એ જાણે તેમનો મુદ્રાલેખ હતો કામ, કામ અને કામમા તેઓ પોતાનો વખત રૂડા ઉપ-

યોગ વચ્ચે ગુજરતા. કટાગા જેવી ચીજ તેમને ખબર ન હતી અને થાક શુ છે તે વૃદ્ધ વય થવા આવતા પણ તેઓ બરાબર સમજતા ન હતા તેઓ ઘણા ઓલકણા હતા અને સામા ધણીને સમજાની લેવાની અને તેને સતોષ આપી ખુશ કરવાની અજબ કુનેહ તેમનામા હતી વૃદ્ધ ઉમર થયા છતા જાહેર તથા ખાનગી કામકાજમા તેમજ નાટેર ફડો વિગેરેમા નાણા ભરાવવાને તેઓ જે ખંતગી મહેનત કરતા તે જોઇ તેમના મિત્રો પણ અજબ થતા દરેક કોમના મુખીઓ સાથ તેઓ સબધમા આવેલા હતા, દરેક કોમના શેઠીયાઓ સાથ તેમને ઘાડો સબધ હતો, સાહિત્યના સાક્ષરો તેમના મિત્રો હતા અને સ્થાનિક રાજદારી પુરુષો સાથ તેમને સારી ઓળખ હતી. એ સર્વેના ચાહ તેઓ જીતી શકયા હતા. સર્વનુ માન તેઓએ મેળવ્યુ હતુ અને પોતાના સાદા પ્રમાણિક કામોથી તેઓએ એવુ રૂડુ નામ કાઢયુ હતુ, જે તેમની માનિતી મોટી મીરાસ હતી અને એક સારૂ નામ મુકી જવા કરતા આ દુનિયા તરફથી બીજો કોઇ મોટો બદલો મળે?

તા૦ ૧૦ મી જાન્યુઆરી૧૯૦૦ ને દિવસે નાનાભાઇ ૬૮ વર્ષની ઉમરે મરણ પામ્યા હતા. મરણની સાત દિવસ આગમજ તો તેઓ નિરાધાર દુઃખીયાઓ ફંડ ભેગુ કરાવવાને ધરેધર

અ. તા. ફરતા હતા અને વળી પોતાનો શબ્દકોશ લખવામા પોતાના બેટાને મદદ કરતા હતા કે જે પુરુ કરવાનુ ગમ તેમની હયાતમા ન હતુ જેમ આખી જિદગી તેઓએ કામ અને કામમા ગુજારી હતી, તેમ તેઓ જાણે કામ કરતાજ મરણ પામ્યા હતા. જાતી ખત અને ઉદ્યોગથી તેઓ ગરીબાઇમાથી ઉંચર્યા હતા અને જોકે તેઓ ગાડી ઘોડે ફરતા કે વાડી બગને રહેતા ન હતા, તોપણ સાધારણ રીતે સારી હાલત ભોગવી, પોતાના કુટુબને સુખી હાલતમા લાવી મુકી મરણ પામ્યા હતા.

એક સાદી પણ નમુનેદાર, ઉપયોગી, ઉદ્યોગી જિદગીનો આ ટુક હેવાલ આ પુસ્તક સાથ જોડી રાખવો એ તેના વાચનારાઓ વાજબીજ માનશે

R B M

# મૃતવર્ણન.

## મરહુમ મી० નાનાભાઈ રાણીનાની પરોપકારી યોજનાઓ.

મરહુમ મી० નાનાભાઈ રૂસતમજી રાણીના કેવા ભલા ખતીના, અને ઉદ્યોગી શેહરી હતા, તેની કેટલીક વીગતો અમારા આગલા અંકમાં આવી ગઈ છે. મરહુમ મી० નાનાભાઈ રાણીનાના અંતનગના સબંધમા આરેના એક જાણીતા ગ્રહસ્થ મરનારના પરોપકારપણા વીષે નીચની વધુ વીગતો જણાવેછે તેવણ લખેછે કે મરનાર પોતાના મરણ આગમજ છેનવેના ઘરમાથી બહાર ગયા હતા, તે મુંબઇ ઇલાકના દુકાળીયાઓ માટેના ફંડમા નાણા ઉઘરાવવા સર ગયા હતા. એવી વીગત આ પત્રમા આવી ગઈ છે, તે તદન ખરી છે તે ઉપરથી મરનારનો દયાળુ ખ્યાલ તરત પરખાઈ આવેછે. તેવણ પોતાના બે મીત્રો સાથ આ દુકાળ ફંડ માટે પીટીટ. વાહડીઆ, પટેલ તથા બીજા જાણીતા પારસી ખાનદાનોના નબીરાઓ, છોકરાઓ તથા કુટુબીઓને ત્યા ગયા હતા, અને આ ફંડમા ઘણી સારી રકમ ભરાવી હતી દુકાળીયાઓના દુખ ઓછા કરવા મરનારે જે એક પરોપકારી યોજના ઘડી હતી, તે હજી આશામરા થઈ નથી એ ઉત્તમ યોજના બીજા પરોપકારી ગ્રહસ્થો હજી અમલમા મેલે, તેવા હેતુથી એમની એ યોજના અત્રે જાહેર કરવામા આવેછે પોતાના મરણ આગમજ મરહુમ મી० નાનાભાઈ રાણીના એક જોઈંટ સ્ટોક કંપની ઉભી કરવાની ગોઠવણ કરતા હતા એ કંપનીનો હેતુ એ હતો કે મોફસીલમા દુકાળથી પીડાતા સઘળા ગાય ઢોરોને ખરીદી લેવા અને આવતુ ચોમાસુ આવે ત્યા સુધી તેમને ઘાસ ચારો પુરો પાડવો, અને ચોમાસુ બેસતા એ ગાય ઢોરો પાછા વેચી નાખવા આ યોજનાથી ખેડુતો તથા આપણા શેહરને મોટો લાભ થતે વળી તેથી નાણાની પણ કશી ખોટ ખમવી પડતે નહી એક બારગી ધારો કે, એ કંપનીના ભાગીદારોને ખોટ પણ જતે, તો તે બહુજ નીરજીવ જતે કે જે વીશે ધારમીક શખસો આ કંપનીથી થતો મોટો ફાયદો જોતા કાંઈ દરકાર કરતે નહીં આ યોજના કોઇ પરોપકારી શેહરી હજી ઉપાડી લેય તો તેથી મોટો ફાયદો થયા વીના રહેનાર નથી પારસીઓમા દુકાળ અને મરકીથી પીડાતાઓ માટે જે ફંડો ઉઘાડયા છે તેમા મદદ કરવા મરનારે પોતાના મરણની એક માસ આગમજ પોતાની રાહબરી હેઠલની આનફરેડ ડરેમેટીક કંપની પાસ એક નાટક કરાવ્યો હતો આ નાટક સર જમશેદજી જીજીભાઈની નેગેહબાની હેઠળ હતો અને તેથી ઉપલા ફંડોમા રૂ० ૧૦૦૦ નો રકમનો ઉમેરો થયો હતો વળી મુંબઇ ઇલાકાના દુકાળ ફંડ માટે પણ તેવણ એવો એક નાટક કરવા માગતા હતા, જે એક જાણીતા પારસી ગ્રહસ્થના આશરા હેઠળ કરવાની ગોઠવણ ચાલતી હતી, પણ એ ગ્રહસ્થ બહારગામ ગયલા હોવાથી તે જલદી અમલમા મેલાઇ નહી હતી વળી ટ્રાન્સવાલના લડાઈના ફંડ માટે એક સેહેલો હીંદુસ્તાની ખેલ રચવા તેવણે ઉપલી નાટક કંપનીના માલેકને અરજ કરી હતી, કે જેથી કરીને એવા હીંદુસ્તાની ખેલમા યુરોપીયનોને પણ પોતાની હાજરી આપવાનુ બની શકે મુંબઈની એક આસ્પીટલની નરસો માટેના ફંડમા મદદ કરવા એક નાટક કરવા એક યુરોપીયન ગ્રહસ્થે મરનારને અરજ કરી હતી, જેની ગોઠવણ પણ મરનારે કરી હતી

ભોગવી ગઈ કાલે પેહેલા પોહોરના લગભગ ૭૦ વરસની વયે હક થયા છે મી૦ નાનાભાઇ રાણીનાના મરણથી ત્રીજા જમાનાના મુબઇને હાલના ૨૦ મી સદીના મુબઈ સાથ જોડનારા બાકી રહેલા જુજ ચચળ "વળાઓ" માનુ એક વળુ ગુમ થયુ છે, જેની ખોટ હવે પછી જણાતી જશે

* * * * * * * *

એ રીતે મરહુમ મી૦ નાનાભાઈ ઉપયોગી જીદગી ગુજારી મરણ પામ્યા છે કોઈબી સારૂ યા ગરીબનુ કામ કરવાને એવણ પોતાની જાની મહેનતથી સદા તતપર હતા, અને દુકાળના ૫૩ માટે લોકો પાસે નાણુ ભરાવવા ગયા અઠવાડીયામાજ જાણે પગે ખડે મારી એવણ એકુ બે મીત્રો સાથે ઘેરઘેર રખડયા હતા પારસીઓમા એવણ જેવા કસાયલા ઠરેલ અને જબાદરાજ નરો થોડાજ નીકળશે ખોદા એ મર હુમના રૂહને જીનત બક્ષે.

(બ બે પ જામે જમશે", તા૦ ૧૧ જાનેવારી ૧૯૦૦)

જે જુવાન પારસીઓએ પારસી કોમના સસારી અને કેળવણી સબધી સુધારાની આગેવાની આજ ચાલીસ વરસ ઉપર લીધી હતી, તે પારસીઓની સખ્મા ધીમે ધીમે મોહોતે ઘણા ખાચા અતયાર સુધીમા પાડયા છે, અને ગઇ કાલે તેમા મી૦ નાનાભાઇ રૂસતમજી રાણીનાના મરણથી એક નવો ખાચો વધરો છે લગભગ અરધી સદીની વાત ઉપર આગળા એલફીનસ્તોનીયનોનો જે વરગ મી૦ દાદાભાઈ નવરોજીની રાહબરી અને આગેવાની તળે વેહેમ અને અજ્ઞાનપણા સામે લડત ચનાવનાને પારસી કોમમાથી બાહેર પડયો હતો, તે વરગમા મી૦ નાનાભાઇ રૂસ્તમજી રાણીનાનો પણ કેટલોક અદના ભાગ હતો, અને મરહુમ નવરોજજી ફરદુનજી, સોરાબજી શાપુરજી, ખરશેદજી નસરવાનજી કામા, અરદેશર ફરામજી મુસ, જેહા-ગીર બરજોરજી વાછા વગેરેએ માથે ઉઠાવેલી જુબેસમા તેઓએ પોતાની તન મનની મેહેનતનો હીસ્સો આપવાને સારી કોશેશ કરી હતી તે લડત ચનાવનારા જુના વખતના પારસી જુવાનયાઓ ઘરડા થઇને એક કની પાછળ તે સાહેબની દરબારમા ચાલયા ગયા છે, અને તેઓમાના જે બહુ જુજ ઘરડા ગ્રહસ્થો બાકી રહયા છે, તેમની બાુજ નાની થઇ ગયલી સખયામા મી૦ નાનાભાઇ રાણીનાના ગઇ કાલે નીપજેલા દન ગીરી ભરેલા મરણથી વધુ ફુટ પડી છે મી૦ રાણીના એક જાહેર લેખક તરીકે જેમ જાણીતા હતા, તેમ કેટલાક પારસી મડળો સાથના તેમના જોડાણથી પણ તેઓ પારસી આનમને જાણીતા હતા તેઓએ પારસી સ્ત્રીઓ વચે કેળવણીનો પ્રસાર કરવા માટે ઘણો ઉમગ દેખાડયો હતો, તેમજ પ્રજાાં સામાન્ય લાભની રાજદવારી હીલચાલોમા સામેલગીરી આપી તથા કામમા ભાગ લઇ તેઓએ એક ઉપયોગી શેહેરી તરીકેની ફરજ અદા કરી હતી. તેમની એવી ઉમગી જીદગી તેમના મરણની છેની ઘડી સુધી ચ તુ રહી હતી લોર્ડ સેન હર્સ્ટને માનથી નવાજવાની મી૦ જમશેદજી તાતાના ઘરમા મળેની સભા વેળા મરનાર હાજર હતા, પણ તે પછી તેઓ ગરે અઠવાડ્યે આજારી પડયા હતા, અને ગઇ કાલે સહવારના તેઓના જીવવાની આશા છોડવામા આવી હતી તેમની જીદગીને લગતી કેટનીક વીગતો અમો હેઠળ આપરે છીએ —

* * * * * * * *

(મુબઇ સમાચાર, તા૦ ૧૧ મી જાનેવારી ૧૯૦૦)

હાન જમાનાના જાણીતા ગુજરેલાઓની યાદ વિષે જ્યારે મી૦ નાનાભાઈ રૂસ્તમજી રાણીનાએ ગયા મુકતાતના તેહવારો ઉપર ભગરિયાઓના નવા આતશગેહનામમા ભાષણ આપ્યુ હતુ, ત્યારે પોતાના જમાનાના

અને લગભગ પોતાની સદીના જે જે નર નારીઓની ભલી પાસમાં તેઓ આફરીન કરવા ઉભા હતા તેઓ-નીજ વચ્ચે તેવણુ પોતે ચાર મહીનાના અરસામાં ચાલી જશે એવી કોઈએ વકી રાખી નહી હતી પણ નહી વકી રાખેલુ હંમેશ બને છે, તેમ એ દુખદાયક બનાવ પણ ગયા બુધવારને દિને બન્યો છે કે જ્યારે આ સુપ્રસિદ્ધ શેઠીના અચાનક મરણના સમાચારે આપણને એકાએક અચરતીનો આંચકો લગાડી ઘણાક ઉમરાવોને ગમમાં ગીરફતાર કીધા છે. છેક પ્રખ્યાત મહારાજ લાઈબલ કેસના વખતથી મરહુમ મી૦ કરસનદાસ મુળજીની સાથે જોડિયા પ્રતિવાદી પેખે શરૂ કીધેલી જાહેર જીંદગીમાં એક જાતની શેહ્રી દાખલ જેહદીઓની જે ઉપયોગી સેવાઓમાં મી૦ રાણીનાએ પોતાની ૬૮ વર્ષની પુખ્ત ઉમર ગુજારી છે, તે સેવાઓ કેળવણી સબંધી, ધર્મ સબંધી અને સંસારી સુધારા પ્રકરણોમાં એટલી છે કે એક જાહેર લખનાર અને બોલનાર તરીકે જે માણસ પ્રજાની સમક્ષ સ્વતંત્રતા અને હિંમતથી આજની ઘડી સુધી ઉભો રહેલો હતો તે હવે હેઆત નથી એમ ઘડીભર માની પણ શકાતુ નથી. મી૦ નાનાભાઈ રાણીના પોતાના મરણથી પોતાના બગરવાળ કુટુંબના પરિવાર મંડળને તથા બોહળા મિત્ર મંડળને શોકમાં નાખવા સાથે આપણી સભાઓ અને મંડળીઓને પણ વિલાપ કરતી વીલી મુકી ગયા છે. આપણા જે જે કેળવણી ખાતાઓ, ધર્મખાતાઓ તથા સુધારા મંડળો સાથ મરહુમ જોડાયલા હતા, તેઓની ખોટ લાગી છે, પણ તેઓમાં મુખ્ય કરીને ગુજરાતી છાપો અને સાહિત્ય, આપણુ સ્ત્રી કેળવણી ખાતુ, આપણી રાહનુમાય સરબી સુધારક સભા વગેરે એ મરહુમના નામ તથા કામને વિસારી શકશે નહી. આપણી કોમના નામાંકિત મહાન બુજર્ગ નર પ્રોફેસર દાદાભાઈ નવરોજજીના ઉછાવેલા સુધારાના ઝુંડા તળે આજ પચાસ વર્ષ ઉપર જે "ઓસાપગીના પોરયા" ધર્મી સાથે ઉભા નિકળ્યા હતા, અને પોતાના નવા વિચારોને માટે જુના વિચારવાળી જમાતની બળીઓએ ચઢયા હતા તેઓમાના ઘણાખરાઓ આ દુન્યાની જીંદગી ત્યાગીને ચાલી ગયા છે. તેઓમાના નવરોજજી ફરદુનજી અને સોહરાબજી શાપુરજી સવાના ગયા તે ગયા, તેઓમાના અરદેસર મુસ અને જાહગીર વાછા પણ આ જહાન છોડી ગયા, તેઓમાના એદલજી પૂરસા અને બહમનજી માસ્તર પણ આ સંસાર ભોગવતા રહયા નથી. તેઓમાના એકના દાદાભાઈ નવરોજજી અને ઈસાભાઈ ફરામજી હૈઆતી ભોગવતને ભાગ્યશાળી રહેલા છે, પણ પેહલા પોતાની આગલી જંગી લડતોની રણ ભુમિથી દૂર દેશાવરો ભોગવતા પડેલા છે અને બીજા દેહના દુખે કરીને દુન્યાદારીથી બાતલ થઈ પડયા છે. એ ગીને એ સાક્ષર અને સુધારક શુરાઓની સફમાના મરહુમ નાનાભાઈ રાણીના એકલાજ હતા કે જે તે આગલી લડતોમાં આજ પર્યંત અથાગ ભાગ લેતા હતા. પણ હવે તેવણુથી પોતાના પરાક્રમી અને પ્રમાણિત પુર્વજોને જઈ મળ્યા છે એટલે સાહિત્યની તથા સ્ત્રી કેળવણી અને સ્ત્રી સુધારાની લડાઈના મેદાનો ખાલી પડયા છે. મી૦ નાનાભાઈના પુસ્તકો અને ચોપાન્યા વગેરે જાહેર લખાણો અસંખ્ય કહેવાઈ શકાશે. 'સ્ત્રી બોધ' ચોપાન્યામાં પારસી સ્ત્રીઓના સંસારી રહાસના ભાવટાભરેલા લખાણો, નાટકો, વાર્તાઓ વગેરે પેહલવેહલા ચાલુ કરનાર મરહુમ મી૦ નાનાભાઈ હતા, જે પછી બીજાઓ તેમની માત્ર નકલ કરનારા હતા. બંદગીઓ અને કવિતા તથા ગાયનોના નીતિમાન ગ્રંથો પણ એમના રચેલા અનેક મળી આવે છે. છેલે હજી તો તે વાતને એક વર્ષ યા છ મહીના થયા નથી, કે જ્યારે મી૦ નાનાભાઈ રાણીનાની તેજ કલમના તિક્ષણ બાણો માગ અને બીજા પત્રોમાં પુસ્તક પરીક્ષાઓ અને વિવેચનરૂપે ચાલુ હતા. તે સઘળા બાણ પ્રહાર હવે બંધ

પડયા છે તે ચમચમાવનારા લખાણુની ચીમકીઓની હવે ખુટ પડી છે પણ જાહેર લખાણ અને સાહિ- ત્યના મેદાનમા એમના મરણથી પડેના ખાચા વચે એક વાત દિનાશાની એ છે કે મરહુમ મી૦ અરદે- સર મુસની સાથે મી૦ નાનાભાઈ રાણીનાએ જે ઈંગ્રેજી ગુજરાતી મોટો કોપ બનાવવા માડયો હતો, તે કામ વીસ વર્ષની ઝેમતો વચે તેનણુ લગભગ પુરૂ કરીને મરણ પામ્યા છે એ મહાભારત કોશાનળિના બાર ભાગ તેવણે બાહાર પાડયા છે અને સાભળ્યા મગે તેનો એકજ ભાગ બાકી રહ્યો છે, જે પણ લખેલો તૈયાર છે મી૦ રાણીનાના અથાક ઉદ્યોગ અને અભ્યાસની હવતી ને જાગતી યાદગારી આ ડિક્ષનરી છે અને તેનુ જેથી સેજ કામ અધુરૂ રહ્યુ હશે તે કામ મરહુમના કેળવણી પામેલા બેટાઓ, અનસ્થ ડાકટર રૂસ્તમ નાનાભાઇ રાણીના, જેઓએ પોતાના પિતાના સાહિત્ય સબધી શોખ અને શક્તિનો વારસો મેળ વ્યો છે, તેઓ પોતાના બેહેસ્તનશીન બાપનુ એ યાદગાર કામ પુરૂ કરશે એવી દરએક આશા રાખ વાને કારણ છે મી૦ રાણીનાના મરણથી આ રાસ્ત ગોફ્તાર પત્ર ઉપર પોતાના એક મદદગાર ખેર ખાહને ખોહવાનો ગમ આવી પડો છે, તેમજ મરહુમના મોટા કુટબને જે ગમખાર જખમ થયો છે, તેમા દીનગીરી ભરેલો ભાગ લેવાને મારૂ જીગર વેહે છે

(રાસ્ત ગોફ્તાર તથા સત્ય પ્રકાશ, તા૦ ૧૪ મી જાનેવારી ૧૯૦૦)

## મી૦ ડોસાભાઈ કરાકાનો મરહુમ મી૦ નાનાભાઇ રાણીનાને હાથ આવેલા રાજ દરોહી પત્ર સંબધનો ખોલાસો.

મરહુમ મી૦ નાનભાઇ રૂસ્તમજી રાણીનાની જીદગીનુ વરતાત અમોએ ગયે અઠવાડયે આપ્યું તે વખતે જણાયુ હતુ કે મરહુમે સરકારની પણ સારી સેવા બજાવી હતી તે એવી રીતે કે મરનારે કેટનાક લુચ્ચા બગા શખસોએ સરકાર સામે રચેલુ કાવતરૂ ખુલુ પાડી આપીયુ હતુ આ બાબેની ઘણીજ જાણવા જોગ વીગત આપણા માજી પારસી માજીસ્ત્રેટ મી૦ ડોસાભાઇ ફરામજી કરાકા અમને પુરી પાડે છે તેવણ આ બાબે અમને લખતા જણાવે છે કે "મરહુમ મી૦ નાનાભાઇ રાણીના નેગીન ઓપીનીયન છાપખાનાના માલેક હતા તે વેળા તેમની ગેરહાજરીમા એક અજાણો સખસ છાપખાનામા આવ્યો, અને એક ચોકસ પત્ર છાપખાનાના માણસને આપી તેની કેટનીક નકલ છાપવા કહી ચાલી ગયો મી૦ નાનાભાઇ છાપખાનામા આવ્યા અને આ કાગળ જોયુ તો તેમાનુ લખાણ રાજ દરોહી જણાયુ તેવાજ તેવણે લાગના એ પત્ર એક વફાદાર પ્રજા તરીકે સરકાર ઉપર મોકલી આપવા કસદ કીધો હુ તે વેળા માજીસ્ત્રેટ હતો તેથી તેવણ એ કાગળ લઇ મારી આગળ આવ્યા અને મને વાજબી લાગે તેમ તેના સબ- ધમા કરવા કહ્યુ હુ તરત સેક્રેટરીયટમા ગયો અને આ પરાનયાયધિમની ખાતામાના સરકારના અડર સેક્રેટરી મી૦ હરબર્ટ બરડઉડને આપયુ તેવણે એ પત્ર તેજ દીને પુણ ખાતેના મુબઇ સર કારના વડા સેક્રેટરી મી૦ ચેપમેન ઉપર મોકલી આપ્યુ એ વેળા મી૦ બરડઉડે મને જણાવ્યુ કે મી૦ નનાભાઈએ આ બાબે જે કીધુ હતુ તે તેમને ઘણુજ માનભર્યું હતુ એ પત્રનો ઈંગ્રેજીમાં તર જુમો કરી તે વખતના પોલીસ કમીશનર મેજર હેનડરસન ઉપર રવાના કરવામા આવયુ તેને કહેવામા

આવ્યુ કે મી૦ નનાભાઇને મતીને એ પત્ર લખનારને શોધી કાઢવો પણ એ પત્ર મેલી જનાર પાછો મી૦ નનાભાઈના છાપખાનામા દરમ્યાન નહી અને તેનુ કારણ એ દીસે છે કે આ બાબત પોલીસના હાથમા મેલાઈ હતી એવી તેને બાતમી મળેલી હોવી જોઈએ'

એ નાદરદારી પત્રમા સરકાર સામે ચનામા આવેલા હાવતરાની વીગત નીચે મુજબ છે પાચ શખસો નસીબ સજોગે રતે એક થયા અને દુનયા ઉપર પોતે કઈ ફાયદો નહી કીધા હતા તે માટે બળાપો કરવા લાગ્યા. એ પાચ શખસોએ પોતાની આસપાસ ૬૫ શખસોને જમા કીધા અને બુધ્ધ તથા 'ભાપાન' નામની પોતાની ટનમો સ્થાપી બુધ્ધનો અર્થ બાદમણુ અને ભોપનનો અરથ ગરબ થાય છે એ લોક છુપાછુપ પોતાનુ મમત આટોપવા લાગા તેઓને નાણાની ઘણી તંગી હતી તે મેળવવા માટે તેઓને શેખ મહમદ નામના એક જાદુગરની મદદ મળી ગઈ જે નાણાના મીણાઓ સોનામા ફેરવી નાખવાની હુન્નર ચલાવી લોકોને છેતરતો હતો. તેની આ હુન્નરથી આ ૬૫ જણ અજાઈ ગયા અને હવે પોતાને સરકાર સામે લડઈ ચલાવવામા એ જાદુગરની મદદથી ફતેહ મળશે એમ જાણી મથવા લાગ્યા એ ૬૫ જણે પોતાના વકીલ ખેન દયારામ મેઘારામ નામના શખસને એકમતે ચુટી કાઢ્યા. એ ૬૫ જણાઓએ પોતાની ટોળકી ૬ વીભાગમા વેહ્ચી નાખી તેમનો હેતુ એ હતો કે દરેક ટોળકીવાળાઓએ ઈગ્રેજ સરકારના રાજને ઉધુ વાળવુ

એ સરક્યુલરમા એવુ લખાણ હતુ કે 'પેશવના રાજમા સારા હીન્દુ પીંઢારીઓ અને ચારો દેશમા લુટફાટ ચલાવતા હતા મોટા શહેરો બાળી નાખતા હતા તથા રૈયત ઉપર બીજા જુલમ સાટો પાડતા હતા જોકે મીચારી રૈયતનો તો કોઈ વાક નહી હતા પણ ઈગ્રેજોના હાથમા સત્તા આવયા પછી તેઓ તો જમના તુમાખી બની ગયા છે અને પોતાના નશાફને હુકમ કીધો છે કે મોટો કમાઈ કરીજે ધરીથી જેથી તમના ધરમની નુકસાન થાય છે વળી એ શખસોએ રાખયની સરી કરાવ લેવા કે હેરો લશકરી અને વેપારીખાતાઓ ઉપર વડપણ ભાગવતા સઘળા યુરોપીયન અધીકારીઓને પરહેજ કરતા અને તમની જો તમના ખાતાના દેશી અમલદારોને નમતા અને તેઓની ઉપર વટની દેખરેખ તથા અખતયાર રાખવો એ દેશી અમલદારોમાના જેઓ ઈનામ યા જાગીરને લાયક હોય તમને અપવુ વળી તેમા જે થનગુનેગારનુ હોય તેનુ નાણુ રૈયતને પગાર કરવુ

એ કાપવા મોકલના સરક્યુલર સાથ મી૦ નાનાભાઈને એક ખાસ પત્ર લખવામા આવ્યુ હતુ જે નીચે મુજબ છે– મેહરબાન નાનાભાઈ રુસ્તમજી શાહીન તથા બીજા સઘળા પારસીઓ જોગ તમને લખી જણુવએ છીએ કે અમને સઘળાઓએ મદદ કરવી જોઈએ, કેમકે આ યુરોપીયનોનો ગજો હીંદુસ્તાન ઉપર છે અને તઓ તને તાબામા રાખવા મગે છે રૈયતની મદદથીજ ઈગ્રેજોને રાજ મળ્યુ છે પણ હવ તઓને રૈયતને તાબામા રાખવા મગે છે મટે તમામ હીંદુઓ અને મહામેડનો! આ સરક્યુલર તમને મળે કે સઘળા યુરોપીયનોને પહરે ... કરજો અને તેમને ૧૦ બગાની શેરની બેડી ઠોકજો તથા પથરા ભાજવનુ સખત કામ તેમને સોપજો એ માટે દરેક ઈગ્રેજદીઠ તમને રૂ ૩૦૦૦ આપવમાં આવશે અન પછી બધાને મનપસંદ પડે તેવી રીતે રાજ કારોબાર ચલાવવામા આવશે જો તમે એમ નહીં કરો તો મુલકમા લહીની નેહર ચાલશે અને ભર દસ્તે રેલ આવશે ખુદાની કુદરત અજુત ૮ મેહેરબાનીકરી આ પત્રની નકલો છાપી રૈયતને સમજાવજો.

તા૦ ૮ મી સપટેમબર ૧૮૬૫. લા૦ મેઘરાજ દુધાસાગર બીજો સરદાર.

મી૦ ડોસાભાઇ કરાકા લખે છે કે મારૂ મત એ છે કે, આ કામ મગજના ગયેલા થોડાક ધરમ ઝનુનીઓનુ તથા દેશમા ભટકતા રખડેલોનુ હતુ જેઓ આવી રીતનુ હુલડ ઉઠાડી લુટ ચલાવવાની જોગવાઈ શોધતા હતા. આ બાબદની દરકાર કરવી તે સરકારના દરજ્જાથી હલકુ હતુ. પણ મુબઈની જુની તવારીખનો આ એક જાણવાજોગ સફો છે. વળી આટલુ તો કબુલ કરવામા આવશે કે મી૦ નાનાભાઇ રાણીનાએ આ બાબદમા જે બજાવ્યુ તે દેશહીતકારીપણુ તથા વફાદારીને છાજતુ હતુ, અને તે વખતના મુબઈના ગવનર સર બારટર ફ્રીયરે પણ તેમજ માનયુ હતુ અને તેમ માની મી૦ નાનાભાઇનો આભાર માનયો હતો

(અખબારે સોદાગર, તા૦ ૧૮ જાન્યુએરી સને ૧૯૦૦)

મ્યુનિસિપાલિટીના એક હિસાબ તપાસનાર મી૦ એ થામ્સન તરફથી આવેલો પત્ર સેક્રેટરીએ સ્ટાનડીંગ કમીટીની ગયા બુધવારની સભા હજુર વાચી સભળાવ્યો, જેમા તેણે પોતાના જોડીયા હિસાબ તપાસનાર મી૦ નાનાભાઇ રૂસ્તમજી રાણીનાના મરણની ખબર આપી હતી મી૦ થામ્સને મી૦ નાનાભાઇની ૨૨ વર્ષની લાબી નોકરી વર્ણવી જણાવ્યુ કે જ્યા સુધી બીજો હિસાબ તપાસનાર નેમવામા આવે ત્યા સુધી તે એકલો કામ ચલાવશે મી૦ કેખુશરો નવરોજજી કાબરાજીએ દરખાસ્ત મુકી કે મી૦ નાનાભાઈ રૂસ્તમજી રાણીના જેઓએ ૧૮૭૬ ના વર્ષથી વગર ખાચો નાખવે મ્યુનિસીપાલીટીના હિસાબ તપાસનારની જોખમ ભરેલી ફરજ બજાવી છે, તેમના મરણના સમાચાર સાભળીને આ સભા ઘણી દિલગીર થઈ છે અને મી૦ થામ્સન તરફથી આવેલો પત્ર કારપોરેશન ઉપર મોકલી એ જગ્યા ઉપર જલદીથી બીજા કોઈની નેમણુક કરવાની તેને ભલામણ કરી મી૦ કાબરાજીએ જણાવ્યુ કે મી૦ રાણીના મ્યુનિસિપાલીટીના હિસાબ તપાસનાર હોવા ઉપરાત અતરેના ઘણાખરા જાહેર ખાતાઓ સાથે સબધ ધરાવનારા એક જાહેર શેહરી હતા અને તેમના મરણથી, મ્યુનિસિપાલિટીએ એક બાહોશ અધિકારી ગુમાવ્યો છે એટલુજ નહી, પણ એક બહુ ઉપયોગી અને કીમતી શેહરી ખોહયો છે મી૦ કાબરાજીએ વધારયુ કે મી૦ રાણીનાને તેઓ બાળપણથી ઓળખતા હતા અને જાતની માહીતી તથા અગત અનુભવથી તેઓ કહી શકશે કે જે જાહેર બાબત તેઓ ઉપાડી લેતા, તેમા તેઓ નહી થાકે એવી ઉનટ અને ચીવટપણુ દેખાડતા હતા મરનાર કેળવણીના એક સ્થભ હતા અને પારસીએમા સ્ત્રી કેળવણીને ઉત્તેજન આપનારાઓમા તેઓ પણ એક હતા, અથવા મુબઈમા સ્ત્રી કેળવણીના તેઓ એક સ્થભ સરખા હતા આ દરખાસ્ત સભામા એકમતે પસાર કરી સભા વિસરજન થઇ હતી

ગયા ભેરેસ્પતવારે મળેલી કારપોરેશનની સભામા, ડાક્ટર કાત્રકે દરખાસ્ત મુકી કે મ્યુનિસિપાલીટીના એક હિસાબ તપાસનાર મી૦ નાનાભાઇ રૂસ્તમજી રાણીના જેઓ છેલા ૨૩ વર્ષ થયા એ ઓધા ઉપર હતા, તેમના મરણના સમાચાર જાણી કોરપોરેશન દિલગીર છે, અને એ જગ્યા માટે ઉમેદવારોની અરજીઓ આવે, તેમાથી ત્રણ ચુનદા હિસાબીઓની ભલામણ કોરપોરેશનને કરવા માટે, સર જ્યાર્જ કાટન, મી૦ વિનદાસ દામોદર ઠાકરસી, મી૦ નવરોજજી જાહગીર ગામડિયા, ડાક્ટર કાત્રક,

ર દીગામ મી૦ ખરશેદજી વાડિયા અને મી૦ વકીલની એક કમિટી નેમવી સર જ્યોર્જ કાટને
૬ રતને ટેકો આપ્યા પછી, મત લેતા તે પસાર થઈ

(રાસ્ત ગોફતાર તથા સત્ય પ્રકાશ, તા૦ ૧૪ મી જાનેવારી ૧૯૦૦)

"મરહુમ મ ીના એક અધીકારી મી૦ નાનાભાઈ રૂસ્તમજી રાણીના રોજ ૨૮ મો માહ ૪ થો સને ૧૨૬૯ યઝદેજરદી તા૦ ૧૦ મી જાનેવારી ૧૯૦૦ ને દીને થએલા દુખદાયક મરણની નોંધ પોતાના દફતરમા કરતા મુંબઈના જરથોશતીઓના મરણ વખતના અરસપરસના નાણાના ફંડની નરો બાર મળીને અતિ ખેદ પેદા થાય છે એ મરહુમ ગુજેસ્ત અહમથે આ ફંડની સ્થાપનાની શરૂઆત તથી તે પોતાના મરણની છેલ્લી ઘડી સુધી એ ખાતાની મેનેજીંગ કમીટીના એક ઉપયોગી અને ઉમંગી સભાસદ તરીકે તેની ઘણી કીમતી સેવા બજાવી છે, અને મેનેજીંગ કમીટીની લગભગ દરેક સભામા હાજરી આપી તેના કામમા આગેવાન અને ઉત્સાહભેર ભાગ લીધો છે તેવા એક ઉપયોગી અને દીનસુઝ અધીકારીના સંતાપકારક મરણથી ફંડને એક મોટી ખોટ ગઈ છે જે એ ફરીથી પુરવી મુશ્કેલ છે, મરહુમ અહમથના કુટુંબ કબીલા ઉપર આવી પડેલી આ કમનસીબ ગમખારીમા આ ફંડની મંડળી પુરતી દીલસોજીથી ભાગ લે છે

"આ ઠરાવની નકલ ઘટતા પત્ર સાથે મરહુમ શેઠ નાનાભાઈ રૂસતમજી રાણીનાના વડા બેટા ડાક્ટર રૂસતમ નાનાભાઈ રૂસતમજી રાણીના ઉપર મોકલી આપવી

(અખબારે સોદાગર સમાચાર દર્પણ તથા મુંબઈ ચાબુક તા૦ ૧૨ મી માર્ચ સને ૧૯૦૦)

ગાયન ઉતેજક મડળી   તા૦ ૧૬ મી જાન્યુવારી ૧૯૦૦

ડાકટર રૂસ્તમજી ન્હાનાભાઈ રાણીના, તથા ભાઇઓ તથા બહેનો જોગ.

સાહેબો,

જત હમારા લાયકીવાલા તથા સદગુણી ઉપ–પ્રમુખ મરહુમ શેઠ ન્હાનાભાઈ રૂસ્તમજી રાણીનાના અકાન ગુજરવાથી હમારી મડલીને જે નહી પુરાય એવી ખોટ ગઈ છે, તે માટે હમોએ એ મરહુમ શેઠના માનમા એ મડલી બધ કરી હતી, અને તેની એક નોધ હમારી મડલીના દફતર ઉપર લીધી હતી, તેની એક નકલ તમોને મોકલી આપવાની મને એનતેમાસ થાઈ છે તે પ્રમાણે નીચે લખેની નોધ મોકની આપવાની રજા લેવુ છુ —

"આ સભા ઘણા દુખ તથા સતાપ સાથે અત્રે નોધ લેવાને ઠરાવ કરે છે કે મરહુમ શેઠ ન્હાના ભાઇ રૂસતમજી રાણીનાના અકાલ ગુજરવાથી આ મડનીએ એક કામેન તથા કરવૈયા ઉપ–પ્રમુખ (નાયબ સરનશીન) ખોયા છે એ શેઠ જેવા પડેલ તેવાજ કહેરેલ હતા, અને પોતાના પુખ્ત દુનીઆ દારીના ગ્નાનથી તથા ડાહાપણથી ઘણી એક વાર સકટે ની વેનાએ પોતાની સારી અને ડાહાપણ નાની સહલાઓથી આ મડલીની ઘણી કીમતી સેવાઓ બજારી છે એવા ગ્રહસ્થની ખાની પડેલી જગ્યા પુરાવી ઘણી મુશકેલ છે"

મારી તરફથી હુ ઉમેરવાની રજા લેવુ છુ કે ખોદાતાના એ નેક ગ્રહસ્થને તેવણ લાયક સારી જગા બેહેસ્તમા આપે, અને તમો સર્વેને આ આફત તથા મોહોટુ દુખ સહન કરવાને શકતીવાન કરે

હાલ એજ અરજ,

લા૦ દુવાગીર શેવક તમારો

ખુરસેદજી દીનશાહાજી ખબાતા

ઓનરરી મુનસી, ગા ઉ મડલીનાની દુવા સનામ કબુન કરજોજી

---

રાહનુમાએ માજદયસ્નાન સભા   મુબઈ, તા૦ ૪ થી ફેબ્રુઆરી ૧૯૦૦

શેઠજી સાહેબ,

ડાકટર રૂસ્તમજી નાનાભાઇ રાણીના, જોગ.

સાહેબ,

જત ઉપની સભાની કારોબાર મડનીની એક ખાસ બેઠક ગઈ તા૦ ૨૬ મી જાનેવારી સને ૧૯૦૦ અને શુકરવારે દફતર આશકારા આફિસમા મની હતી જે વેનાએ તમારા મરહુમ પીતાજી શેઠ નાનાભાઈ રૂસ્તમજી રણીના જેવણ આએ ખાતાના લામબી મુદત સુધી એક અધીકારી હતા તેવણના દુખભરેના અકાલ મરણથી સભાને જે મોટી ખોટ ગઇ છે તે બાબે નીચનો ઠરાવ સભાના દફતરમા નોધવામા આવ્યા હતો, જેની એક નકન કારોબાર મડનીના હુકમથી તમો સાહેબ ઉપર તમારી તથા તમારા સર્વે કુટુબની જાણને માટે બીડવાની રજા લઉ છુજી

"રાહનુમાએ માજદયસ્નાન સભાની કારોબાર મડલીના એક અધીકારી શેઠ નાનાભાઇ રૂસ્તમજી રાણીના રોજ ૨૮ મો માહ ૪ થો શેહનશાહી શને ૧૨૬૯ યજ્દજરદી તા૦ ૧૦ મી જાનેવારી શને ૧૯૦૦ ને

'દીને બેહરતનશીન થયા તેથી કારોબાર મંડળીને મોટી દલગીરી ઉપજે છે એ મરહુમ ગ્રહસ્થ આએ
"ખાતાના ઇસવી સને ૧૮૬૪ થી તે પોતાના મરણની છેલી ઘડી સુધી ૩૬ વરસ વેર એક કારોબારી
"હતા અને એ સભાના કામ કાજમા ઘણી દીલસોજીથી ભાગ લેતા હતા, એવણના મરણથી આ સભાએ
"પોતાનો એક ખરો ખેરખાહ અને કારોબાર મંડળીએ પોતાનો એક કીમતી તથા અશરાફ હમશ
"રીક ખોયલો છે, અને તે દુખની નોંધ આ સભા એક મતે પોતાના દફતરમા દાખલ કરે છે અને
"ઠરાવ કરે છે કે એ નોંધની નકલ ઘટતા દીલાસા પત્ર સાથે સેક્રેટરીએ મરહુમના કુટુંબની જાણને
"માટે એવણના વડા બેટા ઉપર મોકલી આપવી' હાલ તરત એજ અરજ

હુ છુ, સાહેબ,
તમારો નમનતાઈ ભરેલો શેવક,
**બહમનજી બેહરામજી પટેલ**
આનરરી સેક્રેટરીની વતી.

---

## મરહુમ શેઠ ખુરશેદજી નોશરવાંનજી કામાની યાદગારીનું જરતોશતી વીદયારથીઓને ઉતેજન આપવાનું ફંડ.

મુમઈ, તા૦ ૫ મી ડીસેમબર ૧૯૦૦

ડાકટર રૂશતમજી નાનાભાઇ રાણીના, ડાકટર સોરાબજી નાનાભાઇ રાણીના,
શેઠ મનચેરશાહ નાનાભાઇ રાણીના, શેઠ કેખશરૂ નાનાભાઇ રાણીના,

જોગ.

સાહેબો,

ઉપલા ફંડની કારોબાર મંડળીની એક સભા ગઈ પરમ દીને મળી હતી તે વેળાએ તમારા બાવા શેઠ નાનાભાઇ રૂશતમજી રાણીનાના દલગીરી ભરેલા મરણ બાબે નીચે મુજબની નોંધ મંડળીના દફતરમા કરવાને ઠરાવ્યુ છે, અને તે ઠરાવની એક નકલ તમો સાહેબો તથા તમારા કુટુંબની જાણને માટે તમારી ઉપર લખી મોકલવાને કારોબાર મંડળીએ હમોને ફરમાવ્યુ છેજી

ઠરાવ—'કારોબાર મંડળીના એક અધીકારી શેઠ નાનાભાઇ રૂશતમજી રાણીના કે જેવણે ઇ સ "૧૮૮૫ મા આએ ફંડ કાઇમ કરવામા બીજાઓ સાથે આગેવાની લીધી હતી, અને એના વહીવટમા શરુઆતથી તે પોતાના મરણ સુધી ઘણી દીલસોજીથી ભાગ લીધો હતો, તે પણ ના ૧૦ મી જાનેવારી ૧૯૦૦ને દીને બેહેશતનશીન થવાથી કારોબાર મંડળીને મોટી દલગીરી ઉપજે છે અને તે વીશેની નોંધ અતરે મોટા દુખ સાથ કરવામા આવે છે"

ઉપલા ઠરાવ તમો સાહેબો તથા તમારા કુટુંબની જાણને માટે લખી મોકલતા જે આહા બનાવને લીધે તે કરવાની જરૂર પડી છે તેથી સેવકોને પોતને પણ મોટી દલગીરી ઉપજે છેજી હાલ એજ અરજ

હમો છઇએ, સાહેબો,
તમારા નમનતાઇ ભરેલા શેવકો
ખ. રૂ. કામા
બહમનજી બેહરામજી પટેલ.